# બાળવાર્તાઓની શ્રેણીઓ

લેખક:
તારાબેન મોડક

પ્રકાશક:
ગિજુભાઇ અને તારાબેન
મંત્રીઓ–મોન્ટીસોરી સંઘ
દક્ષિણામૂર્તિ બાલમંદિર, ભાવનગર

# બાળવાર્તાઓની શ્રેણીઓ

શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિરે બહાર પાડેલા બાળવાર્તાના પાંચ ભાગમાં બાળવાર્તાઓનો સંગ્રહ છે. પરંતુ બાળકો આગળ કહેતી વખતે તે વાર્તાઓ બાળવાર્તામાં જે ક્રમમાં આવે છે તે પ્રમાણે કહેવા જઇએ તો મોટી ભૂલ ખાઇ બેસીએ. સંપાદક શ્રી ગિજુભાઇને પુછીએ તો તેઓ પણ કહે છે કે વાર્તાઓ જેમ જેમ મળતી ગઇ તેમ તેમ તે સંગ્રહી છે. તેમને શ્રેણી, ક્રમ કે ધોરણવાર ગોઠવવામાં આવી નથી. માટે શિક્ષક અને માબાપોનું આ વસ્તુ તરફ ધ્યાન ખેંચવાની જરૂર જણાય છે કે બાળવાર્તાના પહેલા ભાગની પહેલી જ વાર્તા બાળકો આગળ પ્રથમ કહેવાની કોઈ ભૂલ ન કરે.

આ વાર્તાઓની અંદર લગભગ પાંચ શ્રેણીઓ પડે છે. કયી ઉમ્મરનાં બાળકો કેટલું સમજી શકે છે,

વાર્તાના કયા ભાગનો આનંદ લે છે, કેવી વાર્તા પુનઃ પુનઃ માગે છે, કેવી વાર્તા વખતે વારંવાર બેધ્યાન થઇને આમ તેમ જોવા લાગે છે અથવા વચમાં વચમાં બીજું ત્રીજું જ બોલે છે, વગેરે ઝીણું અવલોકન જો આપણે કરીએ તો વાર્તાની અંદર રહેલી શ્રેણીઓ આપણા ધ્યાનમાં તરત આવે છે. વાર્તા સાંભળતાં બાળકોના આપણા અવલોકનમાં ઘણી જ વાર આપણે ભૂલ કરીએ છીએ. માત્ર બાળકો સાંભળે છે, અથવા એકાદ વાર્તા રોજ રોજ તેઓ માગે છે તે ઉપરથી તે બાળકની સમજણ શક્તિને માફક છે એવી જ વાર્તા આપણે કહીએ છીએ એમ માની ન લેવું. બાળક તો એને લાયક એવી વાર્તાને અભાવે ઘણીવાર જે વાર્તા સામે આવી તે જેવી સમજાય એવી સમજીને સાંભળે છે. ઘણી વાર વાર્તાનો એકાદ ભાગ તેને ગમે છે, તેટલા ખાતર આખી વાર્તા સાંભળી લે છે. પણ આપણે જો જાણી શકીએ કે બાળક આ વાર્તા શા માટે સાંભળે છે, ને તે પ્રમાણે બાકીનો ભાગ ટૂંકો કરીને તેટલો જ ભાગ કહીએ તો બાળકને તે ગમે છે. જેમકે મારી દીકરી અઢી ત્રણ વરસની હતી ત્યારે એકવાર અમે સાવિત્રીની સિનેમા ફીલ્મ જોવા ગએલાં. ત્યાર પછી રોજ એ મારી પાસે સાવિત્રીની વાર્તા માગે ને હું એને ટૂંકમાં, ને તે સમજી શકે તેમ

કહેવાનો પ્રયત્ન કરતી. મને હમેશ થતું કે આ છોકરી સાવિત્રીની વાર્તા કેમ સમજી શકશે ? આસ્તે આસ્તે મને ખબર પડી કે તે તો સિનેમામાં જોએલું એક ચિત્ર જ ફરીથી આંખ આગળ ખડું કરવાનો આનંદ લે છે.

સત્યવાન ઝાડ ઉપર ચડીને લાકડાં કાપતો હતો ને સાવિત્રી નીચે ઉભી ઉભી આમતેમ જોતી હતી, ત્યાં તો એક મોટો કાળો નાગ ધીમેથી આવ્યો ને ઝાડ ઉપર ચઢ્યો ને સત્યવાનને કરડ્યો. "ઓય વોય, મને સાપ કરડ્યો ?" કરીને સત્યવાન નીચે પડ્યો. સાવિત્રી તેનું માથું ખોળામાં લઈને બેઠી. ઘણી વાર હું તેને એટલું જ કહું તો યે તેને બસ થતું. કોઈ વાર વળી પૂછતી કે "પછી સત્યવાન મરી ગયો ?"

હું કહેતી: "ના, ના, એ તો જીવતો થયો." તેણે સાપ ચડતાં જોએલો ને એ બધું ફિલ્મમાં જોએલું; ને કોણ જાણે કેમ, બીજાં બધાં ચિત્રો કરતાં આ જ ચિત્ર તેના મન ઉપર રહી ગએલું એટલે તે ફરી ફરીથી તે વાત માગતી.

તે વખતે તે સાવિત્રીની વાર્તા સમજી શકતી એમ માનવું અથવા સાવિત્રીની વાર્તા અઢી ત્રણ વરસના બાળકની કક્ષાની છે એમ સમજવું ભૂલભર્યું જ થાય.

એક બીજો દાખલો લઇએ. એક શિક્ષિકા વાર્તાની શ્રેણી પાડતી હતી. તેણે સુપડકન્ના રાજાની વાર્તા પ્રથમ શ્રેણીમાં મૂકી. કારણ પૂછતાં તેણે જણાવ્યું: 'રાજા સુપડકન્નો, રાજા સુપડકન્નો, રાજા સુપડકન્નો, એમ આપણે બોલીએ છીએ ત્યારે સાવ નાનાં બાળકો પણ આપણી સાથે બોલવા લાગે છે ને આખો વખત તે બબડયા જ કરે છે." વાત સાચી પણ એ શબ્દ નાનાં બાળકોને ગમ્યા તેથી આખી વાર્તા તે સમજી શકે છે એમ માનવામાં તો મોટી ભૂલ જ થાય. પક્ષી મારવાના પાપને લીધે રાજાના કાન સુપડા જેવડા થાય છે, છાની વાત પેટમાં રહી શકતી નથી તેથી હજામ અકળાય છે ને આખરે લાકડાને કહે છે વગેરે વાતો નાનાં બાળકોની ગ્રહણશક્તિની બહારની જ ગણાય ને એ પરીક્ષા તો આખી વાર્તામાં બાળક કેટલું એકધ્યાન થઇને બેસે છે, તેના મોઢા ઉપર આનંદની લહેરીઓ કેટલી ઉભરાય છે, વગેરે ઉપર છે; માત્ર એક જોડકણું પકડી લે તે ઉપર નથી.

બાલવાર્તાઓની શ્રેણીઓ પાડીએ તો કાંઇક નીચે પ્રમાણે પડે.

## પહેલી શ્રેણી.

પહેલી શ્રેણીમાં જોડકણાંની વાર્તાઓ આવે. જેમકે

કહાણી કહું કૈયા
એક વાતની વાત
નંકો નંકો રાજા
કુકડી પડી રંગમાં
કાગડો ને ઘઉંનો દાણો          વગેરે.

આ જોડકણાં પૈકી પહેલું તો માત્ર પ્રાસાનુ-પ્રાસનું છે. આવાં જોડકણાં બોલ્યા જ કરવાનું બાળકોની અમુક ઉમ્મરે તેમને બહુ ગમે છે. દરેક બાળકના જીવનમાં આવો કાળ આવી જાય છે; પણ બે વરસે કે અઢી વરસે કે ત્રણ ચાર વરસે તે નક્કી ન કહેવાય; વ્યક્તિગત ફેર ઘણો દેખાય છે. સાહિત્ય ઉપભોગનું આ પ્રથમ પગલું છે. ને બાળક તેમાંથી બહુ જ આનંદથી પસાર થાય છે, તેમાં અર્થ કે કાર્યકારણ કે બનાવોનો અનુક્રમ કે એવું કશું જાણવાનું હોતું નથી. છતાં શબ્દો કાંઇક કાંઇક અર્થ આપે છે ને તે બધાંનો સંકલિત એવો અર્થ નથી હોતો તે સામે બાળકની તે વખતની તર્કશક્તિ જરા યે વાંધો લેતી નથી. તેનો તાલ, તેનો પ્રાસ, તેમાંનો શબ્દનાદ વગેરે તેમની તે ઉમ્મરની રસવૃત્તિને પોષક એવી અનેક વાતો તેમાં રહેલી હોવાથી તે સાચેસાચ બાલભોગ્ય બને છે.

'એક વાતની વાત' ને 'નંકો નંકો રાજા' જેવાં જોડક-ણાંમાં અશક્યતા ને ગપ્પાંનો જે રસ છે તે આ કક્ષાનાં

બાળકો લઈ શકતાં નથી. પરંતુ ઉપર વર્ણવેલાં કારણોને લીધે જોડકણાં તો બોલે જ છે; ને વધારે બુદ્ધિશાળી બાળકો અસ્પષ્ટ રીતે ક્યાંક ક્યાંક થોડુંએક સમજે પણ છે. 'બે ખોટા ને એક સાચો જ નહિ' વગેરે જ્યારે તેઓ સમજી શકે છે ત્યારે તો તેમને બહુ જ આનંદ આવે છે; અર્થાત તેનો ફિલૉસોફિક મર્મ તો બહુ જ મોટી ઉમ્મરે ધ્યાનમાં આવે તેવો છે.

કુકડી પડી રંગમાં,
કુકડો શોક ઢંગમાં,
પીંપળ પાન ખર્યાં,

અથવા

સુતાર સુતાર ઝાડ કાપ;
ઝાડે મારો દાણો લીધો,
માગું છું પણ આપે નહિ.

વગેરે વાર્તાઓમાં કાંઈક વાર્તાપણું, કાંઈક બનાવો, કાંઈક સંકલના છે ને તે બાળબુદ્ધિને માફક આવે તેવાં છે. બનાવો નાના ને સાદા છે. કુકડીની વાર્તામાં ઘરડી કુકડી ને નવી કુકડી વગેરેની વાત છે તે આ વાર્તા માટે સાવ નાલાયક ભાગ છે. એ વાર્તા કહેતી વખતે આમ શરૂ કરાય:—

એક હતી કુકડી. એક હતો કુકડો. એક વાર કુકડીને થયું કે લાવને મારાં પીંછાં રંગાવું. કુકડી ગઈ રંગારા પાસે.

"રંગારા રંગારા, મારાં પીંછાં રંગી આપ."

"રંગારો કહે: આ પડી રંગની કુંડી: રંગી લેને તારી મેળે."

"કુકડી તો રંગની કુંડીમાં પડી ને ડુબીને મરી ગઈ."

"બિચારો કુકડો પડયો શોકમાં, એટલે નિમાણો થઇ એક પીંપળા ઉપર બેઠો."

"પીપળો કહે: કુકડાભાઈ, કુકડાભાઈ, આજે નિમાણા કેમ બેઠા છો ?"

વગેરે આગળ ચાલે.

તેમ જ કાગડા ને દાણાની વાર્તામાં "રાણી રાજાથી રીસા" ને બદલે "રાણી રાજાને કહે" એવો ફેરફાર કરી લેવો.

આ પ્રકારની વાર્તામાં કાગડા ને કોઠીંબડાની વાર્તા બહુ જ સુંદર છે. ભડુક બડુક વાગે એવું કોઠીંબું ખાવાનું વસ્તુ કેવળ બાલદુનિયાનું છે. કોઠીંબડાનું કહેવું "ભાઈ, મને ખાવામાં હરકત નથી પણ આવી ગુવાળી ચાંચે મને ન ખવાય. ક્યાંકથી પાણી લઇને ધોઈ આવ." યોગ્ય ને સ્વમાનભર્યું છે.

કાગડાનો પોતાનો મેલ ધોઈ નાખવાનો પ્રયત્ન વખાણવા લાયક છે. જોડકણાંની ભાષા કાવ્યમય છે, બીજા પ્રત્યે ને પોતા પ્રત્યે સભ્યતા ને માનભરી રીતે બોલવાની કાગડાની રીત છે.

બા. શ્રે.

ફૂવા ફૂવા ફૂવા દેવા,
આંગણુ આવ્યા કાગ દેવા,
આલો પાણીડાં
ધોઉં ચાંચુડી
ખાઉં કોઠીંબું
બકુક બકુક વાગે.

સામેથી દરેક જણનું પોતાની પાસેની વસ્તુ ખુશીથી આપી દેવાનું ઔદાર્ય પણ સંસ્કારિતા ભર્યું છે. વાર્તા કહેતી વખતે આ બધી વાતો બરાબર બહાર ઉઠી આવે એવી રીતે યોગ્ય અભિનય અને અવાજમાં કહેવી જોઇએ. મૂળ વાર્તામાં આનો અંતકારણ વગર દુ:ખપર્યવસાયી છે, તે આટલી સુંદર રીતે મંડાએલી વાર્તાને શોભે તેવો નથી ને જે ઉમ્મરનાં બાળકો માટે એ વાર્તા છે તેમની કુમળી લાગણીને અસહ્ય છે. માટે આ સંગ્રહની બીજી આવૃત્તિમાં તેમાં થોડો ફેરફાર કરેલો દેખાય છે. પણ ફેરફારવાળું વાક્ય ઉતાવળમાં બરાબર મૂકાએલું લાગતું નથી.

" કાગડો દાતરડું લઇને વાડે ગયો ને કોઠીંબું કાપીને ખાધું. " ને બદલે વાર્તા ટૂંકાવવી હોય તો એમ કહેવું: " કાગડો દાતરડું લઇને ગયો ને આખરે ચાંચ ધોઈ ને બકુક બકુક કરતાં કોઠીંબું ખાધું. "

ચાંચ ધોવાની અગત્યની વાત રહી જાય તો વાર્તાનો મુખ્ય મુદ્દો જ રહી જાય. કહેતી વખતે વાર્તા લંબાવી શકાય એમ હોય તો દરેક ક્રિયામાંથી કાગડાને પસાર કરી શકાય. બાળકોનો રસ કેટલો ટકે છે તે ઉપર આનો આધાર રાખવો.

આ શ્રેણીમાં બીજી વાર્તાઓનાં જોડકણાંનો પણ આપણે સમાવેશ કરી શકીએ. એટલે કે કોઈવાર બીજી વાર્તાઓનાં માત્ર જોડકણાં વાંચી બતાવીએ કે બોલી બતાવીએ તો બાળકોને તેમાં રસ પડે છે. ઘણી વાર જોડકણાં ખાતર બાળકો આગળની શ્રેણીની વાર્તાઓ પણ સાંભળે છે. તપાસીને જોઈએ તો દેખાય છે કે બાળક વાર્તાનો બનાવ કે મુદ્દો સમજ્યું નથી પણ તેનું જોડકણું બોલે છે. બાળક સ્વખુશીથી સાંભળે તો ઉપલી વાર્તા ભલે સાંભળે, પણ તે માત્ર જોડકણાં પૂરતું જ સાંભળે છે એ વાત ભૂલવી નહિ.

## શ્રેણી બીજી ને ત્રીજી

બાળવાર્તાની બીજી શ્રેણીમાં સહેલા ને સાદા બનાવોવાળી નાની વાર્તાઓ આવે છે. જેમકે પોપટની વાર્તા, આનંદી કાગડો, સાત પૂંછડીયો ઉંદર, ઉંદર ને રાજાની વાર્તા, સસોભાઈ સાંકળીયો, ઘાસકા પૂળા ખા જા, ટશુકભાઈની વાર્તા, ડોશીની વાર્તા વગેરે આ શ્રેણીમાં આવે.

આમાં જે વાર્તાઓ જોડકણાંપ્રધાન છે તે પહેલી લેવાય ને માત્ર બનાવવાળી અથવા એકાદ જ જોડકણું હોય એવી આગળ ઉપર રાખી શકાય.

દાખલા તરીકે આનંદી કાગડામાં બનાવ તો માત્ર કાગડો પાણી બોટે છે ને રાજા તેને જૂદી જૂદી શિક્ષા કરે છે એટલો જ છે. પછી તો એક જ રીતના એક પછી એક કાગડાના બોલ આવે છે જે બાળકો જોડકણાંની રીતે બોલી શકે છે:

‘ લપસણું કરતાં શીખીએ છીએ ભાઇ,
લપસણું કરતાં શીખીએ છીએ. ’

વગેરે.

સાત પૂંછડીયામાં પણ એ જ જાતનું પુનરાવર્તન છે. બનાવ સાદો ને બાળકો સમજી શકે તેવો છે. સાત પૂંછડીયો નિશાળે જાય છે ને નિશાળીઆ તેને ખીજવે છે. પેલો ઘેર આવીને એક એક પૂંછડી કાપતો જાય છે. ને દરેક વખતે ‘ સાત પૂંછડીયો ઉંદર, ભાઈ સાત પૂંછડીયો ઉંદર ’ ને પછી છ ને પાંચ વગેરે બોલવાની બાળકો ને ગમ્મત આવે છે. તેમની સમજશકિતને વાર્તા સરસ રીતે માફક આવે છે. બધા ભાગોમાંની વાર્તાઓ પણ આ જ ધોરણે પસંદ કરીને બીજી શ્રેણીનાં બાળકો આગળ મૂકતા જવી.

શ્રેણી નક્કી કરવામાં બનાવોનું સાદાપણું ખાસ ધ્યાનમાં રાખવું, તેમ જ ઝાઝા બનાવો નહિ પણ એક જ બનાવની વાર્તા પસંદ કરવી. જેમકે ડોશી દીકરીને ઘેર ગઇ ને પાછી આવી તેમાં બનાવ સાદો અને એક જ છે. એ જ શ્રેણીમાં આપણે ભરુડીની વાર્તા મૂકીએ તો ન ચાલે કારણ કે તેમાં બનાવો પુષ્કળ છે: ઘર બાંધવા માટે સામાન એકઠો કરવો, પછી વાઘનું આવવું ને પછી વાઘને મારવું, એ વાર્તા લાંબી છે. તેમ જ 'ચકલી લાવી ચોખાનો દાણો' એ વાર્તા પણ પ્રચલિત હોવાથી આ શ્રેણીમાં મૂકવાનું મન થાય તેમ છે, છતાં તે લાંબી છે ને તેમાં ખીચડી રંધાય ને ચકલો ખાઈ જાય, તે પછી કોણે ખાધી તેનો ન્યાય થાય ને પછી ચકારાણાને કૂવામાંથી કઢાય, એમ ત્રણ કટકા પડે છે; માટે એવી સહેલી છતાં લાંબી, જરા અટપટી વાર્તાઓ ત્રીજી શ્રેણીને માટે રાખવી જોઇએ. જો કે બીજી ને ત્રીજી શ્રેણી વચ્ચેની મર્યાદા બહુ ચોકકસ આંકી શકાય નહિ, છતાં સામાન્ય ભેદ આપણી આગળ હોઈ શકે છે.

કેટલીએક વાર્તાઓ નાની એટલે ટુંકી હોય છે ને એક જ બનાવવાળી હોય છે છતાં તે બીજી શ્રેણીમાં આવી શકતી નથી. કારણકે તેની વસ્તુ અથવા ભાવ બાળકની સમજણ માટે કાંઈક અઘરાં હોય છે.

જેમકે ડોશી ને તેના દીકરા અથવા દેડકી ને કાકીડાની વાર્તા. દેડકીની વાર્તા ટુંકી છે, જોડકણુંપ્રધાન છે, ગમ્મતભરી છે ને છતાં તે બીજી શ્રેણીમાં ન આવે. તેના વસ્તુને કારણે તેને ચોથી શ્રેણીમાં મૂકવી પડે છે.

સામાન્ય રીતે ચકલા, કાગડા, બિલાડી, કૂતરાં, શિયાળ વગેરે પશુપક્ષીની વાર્તા બીજી ને ત્રીજી શ્રેણી માટે સારી રીતે લાયક ગણાય. બાળકની નજીકની દુનિયામાં ચકલી, કાગડા, મોર, કૂતરાં વગેરે પ્રાણીઓ તેમનું બહુ જ નાનપણથી ધ્યાન ખેંચે છે. બાળકનાં તે છેક બાળપણનાં દોસ્તો હોય છે ને તેમની વાતો કે વાર્તાઓ તેમનામાં તરત રસ ઉત્પન્ન કરી શકે છે. 'એક હતી ચકલી' કે 'એક હતો ઉંદર' એમ કહીએ કે તરત બાળકો કાન દઈને સાંભળવા લાગે છે. તેમને 'એક હતો વાણિયો' એ વાત આ ઉમ્મરે જિજ્ઞાસાપ્રેરક હોતી નથી. પણ 'એક હતી ચકલી કે ઉંદર' એ તેમના જીવનની એક અનુભવની વાત હોવાથી એ વાક્ય તેમને તરત વાર્તા તરફ અભિમુખ બનાવે છે. રાજાના મહેલમાં બેઠેલી ચકલીનું પછી શું થશે એની તેઓ સહૃદય બની ચિંતા કરી શકે છે, પણ ચોરના હાથમાં સપડાએલા વાણિયાનું શું થશે કે સાસુ વહુના કલેશનું શું થશે એની તેમને મન ચિંતા ઉભી થતી નથી, કારણ કે ચકલી વગેરે તેઓ નજરે નજર રોજ જુએ છે,

જ્યારે વાણિયો કે સાસુ વહુ તેમની દુનિયાથી જરા આઘાં છે.

પશુપક્ષીના નામે કહેલી વાર્તા બાળકને પ્રિય હોવાનું બીજું પણ એક કારણ છે. આપણને જેમ (romantic) અદ્દભુત રમ્ય સાહિત્ય અમુક ઉમ્મરે બહુ જ આનંદ આપે છે, તેમ આ ન બોલી શકવાવાળાં પ્રાણીઓ ભલે કાલ્પનિક રીતે પણ બોલતાં ચાલતાં ને તેમની જેમ જ સુખદુઃખના ભાવો અનુભવતાં જોવામાં એક પ્રકારનું romance છે. આ વાતની અદ્દભુત રમ્યતા અમુક ઉમ્મર સુધી જ રહે છે. દશ બાર વરસનાં બાળકો એ જ વાર્તાની બીજી ખુબીઓને લીધે તેની મજા લઇ શકે છે, પણ ત્રણ ચાર વર્ષનું બાળક 'પછી ચકલી બોલી' એમ કહેવામાં કે સાંભળવામાં જે એક પ્રકારનો આનંદ અનુભવે છે તે જૂદો જ છે. ચકલી કાંઇ આપણી જેમ બોલતી નથી એ જાણતા છતાં 'ચકલી બોલી' એમ કહેવામાં જ એનું અદ્દભુતપણું છે; તેથી બીજી ને ત્રીજી શ્રેણીમાં મોટે ભાગે પશુપક્ષીઓની સાદી અને અધરી વાર્તાઓનો સમાવેશ થાય.

છતાં એ નિયમમાં બેઉ બાજુથી અપવાદ હોઈ શકે છે, ને તે ઉપર કહ્યું તેમ વસ્તુ પરત્વે પશુપક્ષીની છતાં દેડકીની વાર્તા, અથવા હંસ અને કાગડાની વાર્તા બીજી કે ત્રીજી શ્રેણીમાં ન આવી શકે. તેમ ઉલટ પક્ષે પેમલા પેમલીની વાર્તા તેનું સાદું વસ્તુ અને સીધા ઉઠાવને લીધે બીજી શ્રેણીમાં આવી

શકે છે. પેમલો 'પછી પછી' કર્યા કરે ને પેમલી બધું એની પાસે કામ કરાવે એ વાત એવી સીધી સરલ ચાલી જાય છે કે નાનાં બાળકોને જરા અભિનય સાથે કહી સંભળાવીએ તો જરા યે અઘરી પડતી નથી.

'કાને ટોટી માથે ચોટી' વાળી વાર્તા પણ આ જ જાતની છે. મૂળમાં એઉ સામાજિક વાર્તા છે: બન્નેમાં સામાજિક કટાક્ષ છે. છતાં બનાવ અને ઉઠાવ સાદો છે. એક ડોશી બાળકની જેમ કાનમાં ટોટી પહેરે, માથે ચોટલી રાખે, છોકરાંની સાથે શેરીમાં રમવા જાય ને બોલાવે ત્યારે તેમની સાથે જમવા આવે, એ બધા બનાવો નાનાં બાળકો મજા લઈ શકે તેવા છે. તેથી આવી વાર્તાઓ સામાજિક છતાં બીજી શ્રેણીમાં આવી શકે છે.

બીજી ને ત્રીજી શ્રેણીમાં થોડો જ ફેર છે. બીજી શ્રેણીનાં લક્ષણોવાળી જ લાંબી અને વધારે બનાવવાળી વાર્તાઓ બધી ત્રીજી શ્રેણીમાં આવે. એટલે કે એ જાતની ટૂંકી ને સાદી વાર્તાઓમાંથી બાળકો પસાર થઈ ગયા પછી તે જ જાતની લાંબી વાર્તાઓ કહી બાળકોની 'મોટી વાર્તા કહો'ની માગણી પૂરી પાડી શકાય.

## ચોથી તથા પાંચમી શ્રેણી

બાલવાર્તાની ચોથી શ્રેણીમાં સામાન્યતઃ જેને આપણે સામાજિક વાર્તાને નામે ઓળખીએ છીએ,

એવી વાર્તાઓ આવી શકે. તે સિવાય યુક્તિની મૂર્ખાઈ વગેરેની વાર્તાઓમાંથી પણ કેટલીએક વાર્તાઓનો સમાવેશ આ શ્રેણીમાં થઈ શકે છે. પણ મોટે ભાગે યુક્તિની વાર્તાઓ વધારે બુદ્ધિગમ્ય હોવાથી તેને પાંચમી શ્રેણીમાં રાખવી પડે છે. સામાજિક વાર્તાઓમાંથી પણ કેટલીએક પાંચમી શ્રેણીમાં આવે. એટલે કે સામાન્યતઃ ચોથી શ્રેણીમાં સામાજિક તેમ જ યુક્તિની સહેલી વાર્તાઓ અને પાંચમીમાં તે જ પ્રકારની અઘરી અને લાંબી વાર્તાઓ આવે.

દાખલાથી ઉપરનું કથન વધારે સ્પષ્ટ થશે. "હતું ત્યાં મેલી આવ" "ખેતલીની વાર્તા" "ઘી ચોર્યં ઘી ચોર્યં સ્વાહ" "ક્યાં કોશ ભાંગી" "સોનબાઈની વાર્તાઓ" વગેરે ઘણી વાર્તાઓ સામાજિક વિષયોને લગતી છે, પણ બધી એક જ કક્ષાની નથી. "હતું ત્યાં મેલી આવ"ની વાર્તા ટૂંકી છે, ને તેનું વસ્તુ બાળકો જલદી સમજી શકે એવું છે. એમાં સાસુ વહુના સંબંધ પરત્વેનો ઊંડો ખ્યાલ અથવા તો ખેંચ બાળકના ધ્યાનમાં ન આવે તો પણ વહુને ખીર ખાવાનું મન થયું, અને દીકરાએ યુક્તિથી સાસુની ગેરહાજરી સાધી વહુને ખીર ખાવાનું સુલભ કરી આપ્યું, એ વાત બાળકો સમજી શકે છે. ખાસ કરીને "હતું ત્યાં મેલી આવ, મને ઝરડું વાગ્યું છે. વઉ વઉ વઉ!" એ જોડકણું જરા અભિનય સાથે શિક્ષક બોલે તો એ વાર્તા બાળકોને પ્રિય થાય છે.

અહીં વિષયાંતર કરીને પણ એક વાતનો ઉલ્લેખ કરી લઇએ. આપણી લોકવાર્તાઓમાં ખાસ કરીને જ્યારે સામાજિક વાર્તાઓ આવે છે ત્યારે, તેમાંથી કયા ભાગો કઈ રીતે બાળકો આગળ મૂકાય તેનો શિક્ષકે ખૂબ વિવેક જાળવવો પડે છે. જેમકે ઉપરની વાર્તાને લડાવતાં લડાવતાં બે છોકરાંઓએ ભેગાં થઈ મોટાંઓથી ચોરીને કાંઈ પણ ખાઈ જવું અથવા કરી બેસવાનું રૂપ આવે તો તે વાર્તા તંદુરસ્ત મટી જાય છે. તેમ જ ભૂત વળગવાનું નાટક વધારે પડતું થાય કે વહેમોનું વાતાવરણ વધી જાય તો પણ ન ચાલે. આવાં ન ઇચ્છવાં જેવાં તત્ત્વોને કારણે આ વાર્તાઓ સાવ છોડી જ દેવી કે કેમ એ એક પ્રશ્ન છે; અને ઘણાઓ છોડી દેવાની તરફેણમાં મત આપે તો નવાઈ નથી. છતાં કુશળ શિક્ષક અનિષ્ટ તત્ત્વોને પડદા પાછળ નાખી બીજો ગમ્મતનો ભાગ આગળ લાવી વાર્તાનો ઉપયોગ કરી શકે છે.

એટલું ખરૂં કે પડદા પાછળ રહેલાં છતાં અનિષ્ટ તત્ત્વો પણ કદાચ બાળકોનાં મન ઉપર કાંઇક અસર તો કરી જ જાય એ સંભવિત છે. પણ બીજી રીતે જો બાળકો માટે સામાજિક તેમ જ ઐહિક તંદુરસ્ત વાતાવરણ હોય તો આવાં તત્ત્વોની અનિષ્ટ અસર રહેતી નથી એવો અનુભવ છે.

આવી વાર્તાઓને હોશિયારીથી વાપરવાની કુશળતા ન હોય તો શિક્ષકે હાથ ઝાલવી નહિ.

આટલું જરા ચેતવણી રૂપે.

હવે શ્રેણીઓ તરફ વળીએ. "હતું ત્યાં મેલી આવ" "ખેલતી" કે "કાળકા માતા" વગેરે સામાજિક વાર્તાઓ તેમના સાદા બનાવો અને બાળકની ઉમ્મરે તે અનુભવી શકે એવા વસ્તુને લીધે ચોથી શ્રેણીમાં મૂકી શકાય; જ્યારે "સોનબાઈ" અને "ભંગીનો છોકરો" વગેરે વાર્તાઓ પાંચમી શ્રેણીમાં જાય છે. સોનબાઇની ઘણીખરી વાર્તાઓમાં લગ્નનું વસ્તુ એક અથવા બીજા રૂપમાં હોવાથી તે નાનાં બાળકોની કક્ષાની નથી. આપણે કહીએ તો તેઓ સાંભળે અથવા તેમાંનાં જોડકણાં ફરી ફરીથી બોલે એ વાત જૂદી છે. એ જાતની વાર્તાઓ પાંચમી શ્રેણીની એટલે જરા મોટી ઉમ્મરનાં દસ બાર વર્ષનાં બાળકો માટેની ગણવી જોઇએ.

યુક્તિની વાર્તામાં પણ એ જ જાતના બે ભાગ પડે છે. યુક્તિબાજીમાં કાગડો, શિયાળ કે વાણિયા મુખ્ય ભાગ ભજવે છે. એમાં સામાન્યતઃ કાગડા શિયાળની વાર્તાઓ જરા સહેલી તેથી ચોથી શ્રેણીની અને વાણિયાની અઘરી હોવાથી પાંચમી શ્રેણીની ગણવી. છતાં આ નિયમમાં બે બાજુથી અપવાદ કરવા જેવી વાર્તાઓ તો જડશે જ. તે પ્રમાણે ફેરફાર કરી લેવો ઘટે.

જેમ સામાજિક વાર્તાઓમાં અમુક પ્રકારના હલકાઈ ને સંકુચિત સ્વાર્થ આદિ તત્વોથી ચેતવાનું

છે તેમ જ યુક્તિબાજીમાં પણ બીજાને પહોંચી વળવા ને બીજાથી ખાટી ખાવાનું તત્ત્વ વધી જવાનો સંભ રહે છે તેનાથી ચેતવું. " કડ કંદોરો ને કાછડી અથવા " વાણિયા બ્રહ્માણીયા " વગેરે વાર્તા રીતે નિર્દોષ છે. કેમકે ચોર જેવું સંકટ આ પડયા પછી તેમાંથી છૂટવાની યુક્તિ કરવી શ્લાઘ્ય છે. પણ " અગ્રે અગ્રે વિપ્ર " અથવા " નંદના ગોવિંદ જાણે " માં બીજાને છેતરીને ફાવી જવા તત્ત્વ છે તે કારણે એ વાર્તા છોડી ન દઇએ તો પ તે હલકા તત્ત્વ તરીકે વર્ણવવામાં આવે તેની સંભા લીધાથી કામ થાય તેમ છે. વાણિયાની હોશિયાર જ વર્ણવવા બેસી જઇએ તો વાણિયાએ કાં ઠીક કર્યાનો ભાસ થાય. જ્યારે લુચ્ચા વાણિયાએ બિચારા બ્રાહ્મણને ને ભોળા બાવાને છેતર્યા વગેરે રી યોગ્ય જગ્યાએ યોગ્ય વિશેષણથી આપણે યુક્તિ વખાણી અથવા વખોડી શકીએ છીએ.

આ પ્રમાણે આ બાલવાર્તાઓમાં પાંચેક શ્રેણીઓ પડે છે. બાળક લગભગ ત્રણ વરસથી વા સાંભળવા માગે છે ત્યારથી શરૂ કરીને લગભગ ૧૦-૧ વરસની ઉમ્મર સુધીનાં બાળકોને માફક આવે એ વાર્તા બાલવાર્તાઓ તરીકે છાપવામાં આવી છે.

ઘર કે શાળામાં વાર્તા કહેતી વખતે આ શ્રેણીઓનું સામાન્ય ખ્યાલ કહેનાર આગળ અવશ્ય હોવો જોઈએ

---